॥ ॐ तत्सत् ॥

# રૂક્મિણીહરણ

નાટકના ગાયનો તથા સંક્ષિપ્ત સાર.



લેખકઃ—મહારાણીશંકર અંબાશંકર શર્મા.
મુંબઇ.



છપાવી પ્રસીદ્ધ કરનાર,
ઝવેરી ચંદુલાલ દલસુખરામ ઘેળસાજી
શ્રી દેશીનાટક સમાજના માલેક
અમદાવાદ.

આવૃત્તિ ૩ જી. પ્રત ૨૫૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮.

અમદાવાદ, પાનકારના નાકે આવેલા ધી મનહર પ્રીન્ટીંગ
પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યાં.

મૂલ્ય ૦-૩-૦ આના

# પ્રસ્તાવના.

"રૂક્મિણી—હરણ"ના લેખકનો અને મ્હારો સંબંધ અમે બંનેએ અમારૂં "બાલ સ્વરાજ્ય" છોડીને "પ્રાથમિકશાળા"ના નામથી ઓળખાતા બંદિખાનામાં "મહેતાજી માબાપ" ની નજર નીચે નજરકેદની સ્થિતિ સ્વીકારી તે સમય કરતા પણ જૂનો છે.

અત્યાર સુધી રા. મહારાણીશંકર ગુર્જર વાચકવર્ગને પોતાની લેખિનીની માત્ર અહિં તહિં ઝાંખીજ કરાવતા હતા. શરૂઆતમાં આપણને એ સમયના તરૂણ "કવિ મહારાણીશંકર" નો પરિચય "મુંબઈ ગુજરાતી નાટક મંડળી" ના "નંદ બત્રીસી" ના પ્રયોગમાં થયો હતો ત્યાર પછી રાત્રિ દિન હિંદ મૈયાનાં પેટ ભરીને ગાન ગાનાર અને અભિનિવેશભર્યા ટહુકા કરનાર, એ અરસામાં આખા ગુજરાતના ક્ષિતિજ ઉપર કોઇ આપણી નજરે પડેલ હોય તો તે આ ન્હાનો, ઉત્સાહી, "ઉપદેશક" જ હતો. આપણા ઘણા સાક્ષર મહાશયોને તો કદાચ એ વાત યાદ પણ નહિ હોય, કારણ કે બનવા જોગ છે કે એઓ સાહેબોને તે સમયે "સાક્ષર–કુંડાળા"ની બહારના એક ઉછરતા, "કાઠિયાવાડી," "શિખાઉ," લેખકની કવિતાઓ નિગાહમાં લેવાની ફુરસદ નહિ હોય! આમ "બનવા જોગ છે." એટલુંજ નહિ પણ આમજ બન્યું છે એમ કહીએ તો ખોટું નથી. કારણ કે કયાંય પણ ગુર્જર સાહિત્યના વર્તમાન ઇતિહાસમાં કોઇ સમાલોચકે "શંકર સંગીતાવલિ," "સતી સંગીતાવલિ," "અશોક," "ચંદ્રગુપ્ત" આદિનું અસ્તિત્વ પણ સ્વીકાર્યું હોય એમ મ્હને યાદ નથી,—જો કે ગુર્જર સાહિત્યની કેટલીક નૂતની, આબરૂદાર, પુરાણવસ્તુશોધક પહેડીઓમાંથી નિકળતાં ટાહ્યલાં અને પુરાણો ઉપર મહાભાષ્યો ચિતરાયાં છે, અને તેના ઉપર અનેક માસિકોનાં અનેક પડ઼તર પાનાંઓના ન્યોછાવર થયા છે એ સર્વવિદિત છે!

આપણી ગુર્જર રંગભુમિ ઉપર દરવર્ષે બહોળું સાહિત્ય બહાર પડે છે; તે બધું સંગીન અને ગણત્રીમાં લેવા જેવુંજ હોય છે એમ કોઇ દાવો કરતું નથી, છતાં એ સર્વ નાટય સાહિત્ય તરફ જે એક સામટી ઉપેક્ષા અને અવગણના આપણા સાહિત્યવિવેચકોએ આજ પર્યંત દર્શાવી છે તે કોઇ પણ માફ કરી નહિ શકાય. છપાઇને બહાર પડયું અને એ છાપાઓમાં

જાહેરાત પામ્યું તેટલુંજ "સાહિત્ય" અને રણભૂમિ ઉપર હજારો પ્રેક્ષકોનું ધ્યાન ખેંચનારૂં પણ મુદ્રાંકિત નહિ થયેલું બાકીનું સર્વ લખાણ "કચરો" એવી વિચિત્ર તુલના બુદ્ધિ હાલ આપણે ત્યાં પ્રવર્તે છે.

સંસ્કારી લેખકોની કૃતિઓ પ્રેક્ષકોની દૃષ્ટિ સમિપ માત્ર થોડો સમય પતંગીયાંની માફક ચમકીને પાછી હમેશને માટે મરણ શરણ થઈ આપણી દૃષ્ટિમાંથી ખસી જાય એ ખરેખર ખેદજનક છે. આપણા નાટ્ય સાહિત્યોધાનમાં ઠેર ઠેર એવાં અનેક સુગંધિત ફુલો પોતાની સુગંધી નિર્જન વાતાવરણમાં નિરર્થક ઠાલવી રહ્યાં છે. અલબત તેની સાથે પારાવાર કચરો પણ ઉત્પન્ન થઇ રહયો છે. પરંતુ કચરો કયો અને સુવર્ણ કયું, થોર કયો અને ગુલાબનો છોડ કયો, તેની કસોટી તો જ્યારે એ સર્વ સામગ્રી સાહિત્યની પ્રયોગશાળામાં સ્વસ્થતાથી તપાસવામાં આવે ત્યારે થઈ શકે. કારણ કે કેટલીકવાર શનિવાર અને રવિવારના ઠઠીરા સાથે શોભાયમાન અને ચમકદાર દેખાતાં નાટ્ય–રત્નો સાહિત્ય પ્રયોગશાળામાં કાચના કકડા નીકળવા સંભવ છે આ પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને "રૂકિમણી હરણ"નું અવલોકન કરવામાં આવશે તો જરૂર તેમાં ઠેર ઠેર સુવર્ણ અને સુગંધીનો અનુભવ થશે. શ્રીકૃષ્ણચન્દ્ર તથા રાધાજી અને રૂકિમણીના જીવનની પાંખડિએ પાંખડિએ પુણ્યવંતો પરાગ અને રસમયી મધુરતાજ ભરેલાં છે, એટલે એ સુમધુર જીવનોને આલેખનાર નાટ્યકૃતિ એ પરાગ અને એ રસથી સ્પર્શિત થયા વિના રહેજ નહિ શ્રીકૃષ્ણની આખી જીવનકળા એટલા બધા રમણીય પ્રસંગોથી ભરપુર છે કે એ બધા પ્રસંગોને ન્યાય આપવો એજ વિષમ કાર્ય છે. તેથીજ લેખકે જે અનેક પ્રસંગોની ઘટના કરવા પ્રયત્ન કર્યો છે તેટલાથીજ તે ધન્યવાદને પાત્ર થઇ ચુકે છે. પ્રાચીન અવસ્થાને વર્તમાન અવસ્થા સાથે જોડવાને અર્થે લેખકે સ્થળે સ્થળે પુલો બાંધવાનું સુંદર સાહસ કરેલ છે. કર્મયોગ, સિદ્ધિ, પ્રારબ્ધ, ભક્તિ આદિનાં નવાં પાત્રો યોજી લેખકે નવી રસપ્રદ ઘટના તથા રાધાજીનું ભક્તિ–સ્વરૂપ આલેખીને નાટ્યકારે ઈતિહાસની યથાર્થતામાં અદ્ભુત મોહકતા ઉમેરી છે. શ્રીકૃષ્ણનાં અદ્વિતીય જીવન–સરવરમાંથી મ્હારી કોઈ નમ્ર નાટ્યકૃતિ માટે એકાદ ઝારી ભરી લેવાનો મને લોભ થઇ આવ્યો હતો, પરંતુ એ સરોવરમાંથી પોતાના નાટ્યઘટો ભરવા અનેક લોકોએ ડુબકીઓ મારીને એ સાગર સમ સરવરને એટલું તો ડહોળી નાંખ્યું છે કે એ દિશામાં જવાની હું અત્યાર

સુધી હિમ્મત કરી શક્યો નથી. શ્રીયુત મહારાણીશંકરે તે હિમ્મત બતાવી તે ખાતે હું એમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. કારણ કે હું માનું છું કે શ્રીકૃષ્ણની મહાન જીવનકલાના થોડા પણ અંશને કોઇ ગુર્જર નાટયકારે યથાર્થ ન્યાય આપ્યો હોય તો તે "રૂક્મિણી હરણ" ના કર્તાએ આપ્યો છે.

મુંબાઈ તા. ૧-૯-૧૯૧૮

નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર.

## લેખકના બે બોલ.

ભગવતી દેવી ગુર્જર ગિરાના ચરણમાં આ મારૂં "રૂક્મિણી-હરણ" નામક ચતુર્થ નાટક-કુસુમ અર્પણ કરવામાં આવે છે. સિદ્ધાર્થ-બુદ્ધ, સ્નેહ-સરિતા, સુધાચન્દ્ર તથા મધુ-બંસરી જેવાં પ્રતિભાસંપન્ન, નવજીવનજનક, પ્રજાપ્રિય નાટક-કિરણોથી વર્તમાન ગુર્જર રંગભૂમિની દિશાઓને અદ્‌ભુત ચેતનમાં ઝળહળાવનાર મારા માનનીય મિત્ર શ્રીયુત નૃ. ભ. વિભાકર, બારીસ્ટર એટ-લો એ મારાં આ કેસુડાંને પણ પોતાની સદ્‌ભાવના-પ્રભાથી કમળવત્ ગણી તેનો પ્રસ્તાવ-પરાગ પ્રસાર્યો છે. તે ખાતર હું તેમનો અત્યંત આભારી છું. જે પ્રમાણે સાંપ્રતયુદ્ધમાં ન્યાય-સ્વાતંત્ર્ય-પ્રિય બ્રિટિશસામ્રાજ્યે પોતાનો મહાન્ પવીત્ર ઉદ્દેશ-માનવજાતિની કાયમની સુખ-શાન્તિ, સમાનતા તથા નાનાં નિર્બળ રાજ્યો તેમ પ્રજાજનોની સ્વતંત્રતા (છુટાપણું) જાળવવા સર્વસ્વના ભોગે ઝંપલાવ્યું છે અને તેમાં તન, મન, ધનથી મદદગાર થવા ભારતને પણ નોતર્યું છે તેજ પ્રમાણે આજથી પાંચ હજાર વર્ષ પહેલાં શ્રીકૃષ્ણચન્દ્રના સમયનો ઇતિહાસ આપણે જોઈએ છીએ તો તત્કાલીન કંસ, જરાસંધ, શિશુપાળ જેવા જુલ્મી, સત્તાલોભી, પ્રજાપીડક રાજવરોના પંઝામાંથી પૃથ્વીરૂપ ગાયનું પાલન કરનાર, ભગિની સુભદ્રા તથા પ્રાણપ્રિયની રૂક્મિણી સમાન સ્ત્રી જાતિને બળાત્કાર લગ્ન યજ્ઞ કુંડમાંથી શુદ્ધ સ્નેહ લગ્નના સુધાઝરણમાં વહાવનાર તથા ગીતાના કર્મ-યોગમય ઉપદેશ-પ્રકાશથી અર્જુન સમાન કરોડો ભટક્યા-ભટકયા મુસા-ફરોને ઉજ્વળ ધર્મપથે વાળનાર તરીકે શ્રીકૃષ્ણ ગોપાલ-ગોવાળની અનિવાર્ય આવશ્યકતા હતી મારાં આ નાટકમાંથી ધર્મરાજાધીરાજ શ્રીકૃષ્ણની **परित्राणाय साधूनां...युगे युगे** એ પવીત્ર ભાવનાની માફકજ બ્રીટીશ રાજ્યજીવનની ધર્મ્ય ઘોષણા તરફ ભારતીય પ્રજાની ખરી કર્તવ્ય દૃષ્ટી જાગૃત થાય એ મારી અભીલાષા છે.

મહારાણીશંકર.

# રૂક્મિણીહરણ નાટકનાં પ્રધાન પાત્રો.

## નટ વર્ગ.

**શ્રી કૃષ્ણ**—વિશ્વવંદ્ય દ્વારકાનાથ, રૂક્મિણીના સૌભાગ્યકાન્ત, અદ્વિતીય રાજનેતા, જરાસંધ, શીશુપાળ તથા રૂકમૈયાના વિજેતા, સ્વાકાલીન ઇતિહાસના વિધાતા.

**શ્યામસુન્દર રાધાસ્વામી**—જોશીના વેશમાં જાસુસરૂપે શ્રીકૃષ્ણ.

**બલદેવ**—શ્રીકૃષ્ણના જ્યેષ્ટ ભ્રાતા.

**કર્મયોગ**—શ્રીકૃષ્ણનો કર્મયોગી ભક્ત, રાધાનો સહોદર, સિદ્ધિનો પ્રિય વર. [ આધ્યાત્મરૂપક પાત્ર. ]

**ઉગ્રસેન**—મથુરાનરેશ, શ્રીકૃષ્ણના માતામહ, ( માના બાપ)

**સાંદીપન**—શ્રીકૃષ્ણના વિદ્યાગુરૂ.

**નન્દ**—શ્રીકૃષ્ણના પાલકપિતા.

**પારબ્ધ**—શ્રીકૃષ્ણનો ગુરૂભાઇ ( આધ્યાત્મરૂપક પાત્ર )

**ભીમક**—રૂક્મિણી તથા રૂકમૈયાનો જનક, કુંદનપુરનો નૃપ.

**રૂકમી ઉર્ફે રૂકમૈયો**—રૂક્મિણીનો ભાઇ, શિશુપાળનો સાળો થવાને ઇન્તેજાર, સિદ્ધિનો પરાણે ઉમેદવાર.

**શિશુપાળ**—ચેદીપુરનો ભૂપતિ, શ્રીકૃષ્ણનો મસીયાઇ ભાઇ છતાં કટ્ટર વિરોધી, રૂક્મિણીને પરણવા અનુરાગી.

**જરાસન્ધ**—તત્કાલીન ભારત-મગધ-સમ્રાટ્, કંસનો સસરો હોવાથી શ્રીકૃષ્ણ પર વેર રાખનાર.

**કાળયવન**—યુનાનનો યવન સમ્રાટ્, જરાસંધ-શિશુપાળનો મદદગાર.

**આ ઉપરાંત**—બ્રહ્મચારીઓ, કુમારો, ચાતુર્વર્ણ્ય પ્રજાજનો, રાજાઓ, સૈનીકો, અનુચરો, કેદીઓ, સાગરદેવ ઇત્યાદિ.



## નટી વર્ગ.

રૂક્મિણી—ભીમકનન્દિની, રૂકમૈયાની ભગિની, શ્રીકૃષ્ણની જીવનપ્રણયિની

| | |
|---|---|
| રાધા | શ્રીકૃષ્ણની નિષ્કામ ભક્તિમૂર્તિ, કર્મયોગની ભગિની. |
| ભક્તિ | નોકરના વેશમાં કૃષ્ણ—કર્મયોગને મદદગાર તથા સિદ્ધિને પરણનાર સ્વયં રાધા. |

સિદ્ધિ—શિશુપાળની બ્હેન, કર્મયોગની પ્રેમવલ્લભા. [આધ્યાત્મરૂપક પાત્ર]

યશોદા—શ્રીકૃષ્ણની પાલકમાતા.

માયા—રૂક્મિણીની જનની. ભીમકની ધર્મપત્ની.

આ ઉપરાંત—સખીઓ, દાસીઓ, કુમારિકાઓ, નર્તકી, ગાયિકાઓ, ઇત્યાદિ.

---

સ્થળ—ગોકુળ, દ્વારકા, કુંદનપુર, ચેદીપુર તથા તેની વચ્ચેના વન-ગિરિ-આશ્રય-હર્મ્યો.

સમય—પાંચ હજાર વર્ષ પૂર્વનો.



॥ ॐ. तत्सत् ॥

# રૂકિમણીહરણ નાટકની અલ્પ રૂપરેખા.

નાન્દી અન્તે સૂત્રધાર તથા નટી વચ્ચે નાટકના ઉદ્દેશરૂપ શ્રીકૃષ્ણનાં ઐતિહાસિક આદર્શજીવન તથા સ્ત્રીઓનાં સ્વાતંત્ર્યલગ્ન-વિધાન સંબંધમાં પ્રાસ્તાવિક ચર્ચા. ભારતોન્નતિને સૂચવતી ગીતિ ગાઇને વિદાય થવું.

---

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો—સ્થળ—**સાંદીપન ઋષિનું ગુરૂકુળ—બ્રહ્મચર્યાશ્રમ. " અમે ભારત માતાના ઉદ્ધારક સંતાન " એ સ્વદેશભક્તિભાવ ભર્યાં ગાનપૂર્વક નટવર શ્રીકૃષ્ણનો અન્ય બ્રહ્મચારીઓ સાથે પ્રવેશ. શ્રીકૃષ્ણ કાષ્ટ કાપે છે.—અને બીજા વિદ્યાર્થીઓ જુદી જુદી આશ્રમ-સેવામાં પ્રવૃત્ત થાય છે. પાણી ભરતાં પ્રારબ્ધ પડે છે અને તેથી ભણાવવા ગણાવવા સાથે આવાં કામકાજ કરાવવાની ગુરૂકુળ કેળવણીની પદ્ધતિ ઉપર તેની રમુજી પ્રશ્નપરંપરા શરૂ થાય છે. જેના શિક્ષણ શાસ્ત્રવિષયક તથા અત્યારની હિન્દી પ્રજાને વિચારવા લાયક આવશ્યક ઉત્તરો શ્રીકૃષ્ણ આપે છે. કર્મયોગની કૃતજ્ઞતા અને કૃષ્ણ સેવામાં જીવન જોડવાની પ્રતિજ્ઞા, પ્રારબ્ધની પણ કૃષ્ણાધીન રહેવાની પ્રસન્નતા. જરાસંધ, શિશુપાળ આદિ મથુરાપર હલ્લો લઇ જાય છે. માટે શ્રીકૃષ્ણ—બલદેવને મદદે બોલાવવા નાના ઉગ્રસેન આવે છે. ગુરૂનું આશીર્વચન તથા સમાવર્તન સંસ્કાર પામી માતૃભૂમિના રક્ષણાર્થે જવા " હે માતૃભુમિ તારે ચરણે હું શીર નમાવું " એ ગાન સાથ પ્રસ્થાન. બાદ રૂકમૈયો છળથી રૂકિમણીને શિશુપાળ જોડે પરણાવી

દેવા તેણીને રથમાં લાવે છે, રૂકિમણી શિશુપાળ પ્રતિ અનાસકિત તથા શ્રીકૃષ્ણ પ્રતિ પૂર્ણ ભકિત બતાવે છે. ભાઇ બ્હેન વચ્ચે ચકમક ત્યાં રૂકમૈયા જોડે પરણાવવા પોતાની બેન સિદ્ધિને લઇને શિશુપાળ પણ આવી ચડે છે શિશુપાળ રૂકમૈયો આપસમાં સાળે સાળા થવાની આતુરતાથી તેઓને અંદરખાનેથી ઉડાવતા પ્રારબ્ધ જોશીને હાથે રૂકિમણી સિદ્ધિને પરણવા તૈયાર થાય છે કે શ્રીકૃષ્ણ તથા કર્મયોગ આવી તેઓને અટકાવી ભગાડે છે, અને બંને કુમારિકાઓનું તારા મૈત્રક ખેંચે છે શ્રીકૃષ્ણ હાલ માટે તો રૂકિમણીને કુન્દનપુર જવા ભલામણ કરે છે, જેથી રૂકિમણી કચવાતે મને "પ્રભુજી, આ શરણાગતને હવે ના વિસારજો " એ પ્રાર્થના કરતી સિદ્ધિ સાથે વિદાય થાય છે. બાદ સસૈન શત્રુઓનુ, આવી ચડવું. યુદ્ધ. કર્મયોગનું શિશુપાળના હાથમાં પકડાવું. શ્રીકૃષ્ણનાં સુદર્શન ચક્રમાં દુશ્મનોનું ફસાવું અને હારવું–નાસવું.

ચિત્રાકાર—(ટેબ્લો.)



**પ્રવેશ ૨ જો**—ગોકુળગલ્લી.

ગોકુળમાં શ્રીકૃષ્ણ પધારતા હોવાથી રાધા તેની સખીઓ સાથે કૃષ્ણાનુગાન ગાતી પ્રવેશે છે. શ્રી કૃષ્ણના બાલ્ય તથા યુવાન જીવનપર ચર્ચા. વ્હાલાનાં વધામણા માટે " હરે કૃષ્ણ હરે કૃષ્ણ હરે કૃષ્ણ હરે " એ કીર્તનધુનમાં વાસીંદુવાળી, પાણી છંટકારી, તથા ફુલ છાંટી સર્વે જાય છે. ત્યાં લોકોના હર્ષોદ્દગાર વચ્ચે શ્રીકૃષ્ણની પધરામણી દુશ્મનોના હુમલામાંથી પોતાના રક્ષક તથા દેશોદ્ધારક શ્રીકૃષ્ણ માટે લોકોનો આભારનો સત્કાર. શ્રીકૃષ્ણનો નમ્ર ભાવે પ્રતિકાર. દેશસેવક તથા લોકનાયક થવા ઇચ્છનારના કર્તવ્યાધિકાર ઉપર શ્રીકૃષ્ણનો

નિષ્કામ કર્મયોગમય ઉપદેશ; સમાજશાસ્ત્રનો વિધિ–પ્રદેશ. બાદ નંદ તથા યશોદા સાથે સ્નેહ–સંમિલન. દ્વારકા સામ્રાજ્ય સ્થાપી ત્યાં વસવા જવા તેઓ પાસે વિદાયગીરી માગવી. નંદ યશોદાનો વાત્સલ્ય મોહ યશોદાને ઉદ્દેશી શ્રીકૃષ્ણનો માતાઓને શૌર્યભર્યો સંદેશો. યશોદા, કૃષ્ણને રાધા સાથે પરણવા અનુરોધ કરે છે. કૃષ્ણ શ્રીમુખથી રાધા માટેનો પોતાનો દેહાતિરિક્ત અપૂર્વ આધ્યાત્મિક સંબંધ દર્શાવે છે. સર્વનાં પ્રસ્થાન પશ્ચાત્ રાધા કૃષ્ણની અન્યોઅન્ય અનન્ય આત્મ–ભક્તિ. રાધાનાં શ્રીકૃષ્ણચરણમાં સર્વ સમર્પણથી પ્રસન્ન થઇ " રાધા કૃષ્ણ રાધાકૃષ્ણ દુનિયા ગાશે " એ ભવિષ્ય કથન સાથે શ્રીકૃષ્ણ રાધાથી જુદા પડે છે.

### પ્રદેશ ૩ જો—સ્થળ—કુંદનપુરમાં ઉદ્યાન.

પ્રકૃતિ પુરૂષની લીલાલીનતા ગાતી રૂક્મિણી તથા સખીઓ. સખીઓના ગમન બાદ શ્રીકૃષ્ણ, શ્યામસુંદર રાધાસ્વામી જ્યોતિષીને નામે જાસુસ વેશે પ્રવેશે છે. રૂક્મિણીનો ભ્રમવિભ્રમ. પુરૂષ વેષમાં રાધાના નોકરરૂપે ભક્તિ નામ ધારણ કરી રાધા આવે છે. અને આડ-કતરી રીતે રૂક્મિણીની આતુરતા વધારવા " રાધા કૃષ્ણને વરી છે. માટે રાધાની આડે આવી કૃષ્ણને નહી પરણવા " માટે રાધાના સંદેશો સંભળાવી રૂક્મિણીને બનાવે છે. ભક્તિના બનાવટી સમાચારથી ખુશ થતો રૂકમૈયો આવીને એ ગોવાળીયા કૃષ્ણ ઉપરનો મોહ છોડી દેવા રૂક્મિણીને સમજાવે છે. રૂક્મિણીની કૃષ્ણપર દૃઢ પ્રીતિ જાહેર કરવી અને રૂકમૈયાની ક્રોધમાત્રા વધવી. શ્યામસુંદર બનેલા શ્રીકૃષ્ણ ભક્તિ નામધારી રાધાને ખુબ બનાવે છે. કૃષ્ણને નહિં ઓળખી શકવાથી રાધાનો ગુસ્સો. પ્રારબ્ધ જોશી અને શ્યામસુંદર જોશીના જોશનો વ્યંગ ભર્યો ગોટાળો. રૂક્મિણીનું લગ્ન કૃષ્ણ સાથેજ થશે અને

સિદ્ધિનું કર્મયોગ સાથે એમ શ્રીકૃષ્ણનું કથન. રૂકમૈયાનો પિત્તો ઉછળે છે અને રૂકિમણીના સ્વયંવર વખતે સ્યામસુંદર (કૃષ્ણ) ના જોશને જૂઠો ઠરાવી શિક્ષા કરવા તથા દ્વારકાથી કૃષ્ણને ત્યાં પેસવા નહિ દેવાની શેખી બતાવવા સ્યામસુંદર રૂપ કૃષ્ણનેજ નજરકેદ તરિકે પકડી પોતાની બેવકુફીની જાળમાં પોતેજ જકડાય છે.

**પ્રવેશ ૪ થો—સ્થળ**—કુન્દનપુરનો રાજમહેલ.

સ્યામસુંદર શ્રીકૃષ્ણનો દૂત છે એમ સમજી રાજદૂતને પકડી અધર્મ કર્મ નહિ કરવા રાજા ભીમક રૂકમૈયાને સમજાવે છે. કૃષ્ણના નામ પર રૂકમૈયાની હાય બળતરા અને તે ગોવાળિયાને રાજા તરીકે નહિ સ્વીકારવાની ઉદ્ધતા. સ્યામસુંદર પોતે કૃષ્ણનાં ગોપાળ કે ગોવાળ નામથી તથા કામથી કૃષ્ણનું નૃપત્વ સાબિત કરે છે, અને કૃષ્ણ રૂકિમણીનેજ પરણશે એમ ફરીને જોશ જાહેર કરી રૂકમૈયાને ક્રોધના દડા પેઠે ઉછાળે છે. ભીમક પણ સ્યામસુંદરના કથન પ્રમાણે કૃષ્ણ—રૂકિમણીના સગપણમાં સંમત થાય છે. "સપૂતર હો તો આવા હો" એ પ્રારબ્ધની મીઠી ટકોરો સાથે બાપ ઉપર દીકરાના ધમપછાડા. રૂકિમણીની ઇચ્છાપૂર્વક વર્તવા રૂકમૈયાને સલાહ આપી ભીમક જાય છે. બાદ રૂકિમણીના સ્વયંવરમાં શિશુપાળને જાતે બોલાવી લાવવા તથા ત્યાં જઇ ભક્તિદ્વારા કર્મયોગને જતો કરી સિદ્ધિને પરણવા તેમ સ્યામસુંદરના જોશને જુડો પાડવા તેને સાથે લઇને ચેદીપુર જવાની ભાંજગડ કરતો રૂકમૈયો પ્રયાણ કરે છે. કૃષ્ણ એકલા ઉભા છે ત્યાં (રાધા) ભક્તિ સાથે રૂકિમણી આવીને સ્યામસુંદરને દ્વારકા ચાલ્યા જવા તથા સ્વયંવરમાં જલદી કૃષ્ણને મોકલવા આગ્રહ કરે છે. કૃષ્ણ જાય છે, અને ભક્તિ ઉર્ફે રાધાને તથા રૂકિમણીને બનાવવા ખુદ રાધા બનીને આવે છે. રાધાનો અચંબો, રૂકિમણીની મુંઝવણ. રાધારૂપે કૃષ્ણ રૂકિમ-

ણીને શ્યામસુંદર જોડે પરણવા તથા પોતાની એટલે રાધાની વચ્ચે આવીને કૃષ્ણને નહિ પરણવાની સલાહ આપે છે. રૂકિમણી, જો પોતાને કૃષ્ણ નહિ મળે તો આપઘાત કરવા મરજી બતાવે છે. રૂકિમણીની આ હૃદયપરીક્ષાને અંતે રાધા અલેલ કૃષ્ણ એવી શરતે રૂકિમણીની વાત માને છે કે રૂકિમણી, (રાધાવેશવાળા) કૃષ્ણને (પુરૂષ વેશવાળી રાધા) ભક્તિ જોડે પરણાવી આપે. રાધાની અકળામણ. રૂકિમણી કૃષ્ણ રૂપ રાધા અને રાધા રૂપ ભક્તિનું પાણિગ્રહણ કરાવી જાય છે. પાછળથી કૃષ્ણ રાધાની ગમ્મત ઉડાવે છે. રાધાની ભુલભુલામણી, આખરે ઓળખાણ અને "આ તે કેવી કન્હૈયાજી માયા તમારી" એ રાધાનાં કૃષ્ણમાયામાં ગુલતાન ગાન સાથે પ્રસ્થાન.

**પ્રવેશ ૫ મો—**

**સ્થળ**—શિશુપાળની રાજ્યધાની ચેદીપુરમાં પત્થરની ખાણ.

" અમારી ગુર્જર ભૂમિમાત " એ દ્વારકા દેશની ભક્તિભરી સંગીતિ સાથે કર્મયોગ આદિ કેદીઓ પત્થર કાપે છે. પહેરેગીરનો અત્યાચાર, કેદીઓ ઉશ્કેરાય છે. કર્મયોગ સત્યાગ્રહના સિદ્ધાન્તથી ઉપદેશ આપી તેઓને શાન્તિ આપે છે. આ ઉપદેશથી પહેરેગીરની વૃત્તિ દેવતાઇ બની જાય છે, અને આવી રાક્ષસી નોકરી છોડી કૃષ્ણસેવામાં ચાલ્યો જાય છે. પાછળથી સિદ્ધિ આવીને બીજા કેદીઓને જતા કરે છે અને કર્મયોગને પણ ચાલ્યા જવા અને પોતાને સાથે લઇ જવા આગ્રહ કરે છે. ત્યાં શિશુપાળ, રૂકમૈયો આદિ આવી ચડે છે. શિશુપાળનો ગુસ્સો, કર્મયોગને પત્થરમાં દાટી દેવાનો મૃત્યુદંડ આપે છે. સિદ્ધિની વિનવણી અને કર્મયોગ તરફની લાગણી. શિશુપાળ–પત્થર પર પાણી. સિદ્ધિ પણ કર્મયોગની સાથે દટાવા તૈયાર થાય છે. દેહમોહ પર આત્મવાદની ફતેહ, શિશુપાળ પીગળે છે. ભક્તિ વેષમાં રાધા

કર્મયોગને છોડી મુકવા શિશુપાળને કહે છે. રૂકમૈયો પણ રાધાને પ્રસન્ન રાખવા તેણીના બાહ્ય કર્મયોગને જતો કરવા શિશુપાળને કહે છે. પ્રારબ્ધ અને સ્યામસુંદર (કૃષ્ણ) બંને જોશનો પલટો મારે છે. રૂકમૈયો ત્રિશંકુની માફક અદ્ધર લટકતો રહે છે, અને સ્યામસુંદરના જોશને ખોટો પાડવા શિશુપાળ સિદ્ધિને ભક્તિના પુરૂષવેશમાં રહેલી રાધા જોડે પરણાવે છે. કર્મયોગને છોડી મુકે છે ને સર્વે રૂક્મિણી સ્વયંવરમાં જવા પ્રસ્થાન કરે છે.

## સીન ટ્રાન્સ્ફર.

### પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ—કુંદનપુરમાં સ્વયંવર મંડપ.

નૃત્ય બાદ રાજા ભીમક રૂક્મિણીને સ્વયંવર નિયમ પ્રમાણે પ્રસન્ન પડે તે રાજાને વરવા કહે છે. રૂકમૈયો શિશુપાળના ગળામાં વરમાળ આરોપવા રૂક્મિણીને દબાવે છે. રૂક્મિણી સ્વયંવર તથા લગ્નના આદર્શ ઉપર મક્કમ રહી મરજી મુજબ પરણવા દ્રઢતા બતાવે છે. ભીમક પુત્રીનો પક્ષ લે છે ને બાપ દીકરા વચ્ચે પણ રકઝક. રૂક્મિણી "હું શ્રીકૃષ્ણજીની પાછળ ઘેલી થઇ જો" એ સંગીતિમાં પોતાની કૃષ્ણ પ્રતિપૂર્ણ આસક્તિ જાહેર કરે છે. શિશુપાળ જરાસંઘ આદિ કૃષ્ણનું નામ સાંભળતાં લાલ પીળા થઇ તેને હલકા ઉપનામોથી તિરસ્કારે છે કે સ્યામસુંદર પ્રવેશી તેઓને રાજધર્મ તથા કૃષ્ણ પરાક્રમથી સાવચેત કરે છે. દુસ્મનોના ક્રોધ, કૃષ્ણ તરિકે સ્યામસુંદરનું પ્રકટ થવું. બલદેવ, કર્મયોગનું આવી પહોંચવું. દુસ્મનોને ભય વિસ્મય. રૂક્મિણીનો પ્રણયાભિનય.

## ટૅબ્લો.

## ડ્રોપ.

## પ્રથમ અંક સમાપ્ત.

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો.—સ્થળ**—કુંદનપુરમાં અતિથિ-ભવન.

કૃષ્ણ સંદેશ વહતો કર્મયોગ રૂકિમણીને દ્વારકા વળાવવા ભીમકને પ્રાર્થે છે. ભીમક સંમત થાય છે કે રૂકમૈયો આડે આવે છે. શિશુપાળની તરફેણમાં કૃષ્ણ સામે લડાઇ જાહેર કરી લડવા આવવા તથા ખર્ચ આપવા પ્રજાપર રૂકમૈયે ફરજ પાડેલી હોવાથી બળવો ફાટી નીકળ્યાના સમાચાર સૈનિક આપે છે. રૂકમૈયાની મુર્ખાઇ ભરેલી રાજનીતિ સામે ભીમક તથા કર્મયોગના પ્રતિવાદ. પ્રજાની વફાદારી તથા લડાયક તૈયારીપર રાજસત્તાની સ્થિરતા વિષયક ચર્ચા. રૂકમૈયો દ્વારકાપરની દરિયાઇ લડાઇમાં સામેલ થવા જાય છે.

**પ્રવેશ ૨ જો.—સ્થળ—દ્વારકાનો સામુદ્રિક પ્રદેશ.**

દ્વારકા સ્થાપનાનો મંગલોત્સવ. રાધાને હાથે શ્રીકૃષ્ણના બાવલાંની પ્રતિષ્ઠા. શ્રીકૃષ્ણનો ચાતુર્વર્ણ્ય પરત્વે કર્તવ્યોપદેશ. શિશુપાળ જરાસંઘ તરફથી રૂકમૈયાનો શ્રીકૃષ્ણને ઉદ્ધત સંદેશ. દરિયાઇ લડાઈ. દુશ્મન વહાણોનું ડુબવું.

## ટૅબ્લો.

---

**પ્રવેશ ૩ જો—સ્થળ**—કુંદનપુરમાં રાજમહેલ.

હાર્યા છતાં તમાચો મારી લાલ ગાલ રાખ્યા જેવી રૂકમૈયા શિશુપાળની શેખી. પ્રારબ્ધની મીઠી મશ્કરી. તેના જોશપર શંકા. પ્રારબ્ધના રમુજી ઉત્તરો. કૃષ્ણપર વૈર વાળવા યુનાનના રાજા કાળયવનને ત્રણ કરોડના લશ્કર સાથે બોલાવી લાવવા શિશુપાળ પ્રારબ્ધને મોકલે છે. પાછળથી રૂકિમણી અને શિશુપાળનો મેળાપ. શિશુપાળનો શૃંગાર રૂકિમણીનો તિરસ્કાર.

**પ્રવેશ ૪ થો.—સ્થળ**—કુંદનપુરમાં અતિથિ-ભવન.

રૂક્મૈયો સુતેલી સિદ્ધિ પાસે એકાન્તમાં આવે છે. સિદ્ધિની હોશિયારી અને બહાદુરી. રૂક્મૈયાનું બ્હીકે મોઢું પાછું વળવું. પાછળથી ભક્તિવેશમાં રાધા અને સ્ત્રીવેશમાં કર્મયોગનું આવવું. સ્ત્રી સ્ત્રી વચ્ચે સ્નેહ લગન. હાસ્યમજાક. ભક્તિનું રાધારૂપે પ્રકટ થવું. કર્મયોગ માટે સિદ્ધિની અધીરાઇમાં " ધીરાં ભાભી અધીરાં " એ મીઠાં મેણાં ભર્યાં ગાણા સાથે રાધા સ્ત્રીવેશ ધારી કર્મયોગને મેળવે છે.

**પ્રવેશ ૫ મો.—સ્થળ**—જંગલ.

શ્રીકૃષ્ણ અને શિશુપાળ વચ્ચે ગરમ સંવાદ. .વિદેશી-વિત્રમાં કાળયવનને ભારતમાં બોલાવવા માટે કૃષ્ણના શિશુપાળને ઠપકો. શિશુ-પાળની નિર્લજ્જતા. કાળયવનનું આવવું. હિન્દી ભાષા નહિં જાણવાની મોકાણ. પ્રારબ્ધના બૈયાગીરીના ભાંગરો. કૃષ્ણ અને કાળયવનની દોડાદોડી. પ્રારબ્ધની પાછળ કાંધિયાગીરી.

**પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ**-ગિરિનાર પર્વતનો વન્યવિભાગ.

મુચકુંદ મુનિ સુતેલ છે તેનાપર કૃષ્ણ પોતાનો ઉપરણો ઓઢાડી બાજુએ ઉભે છે. કાળયવન તથા પ્રારબ્ધ આવી પહોંચે છે કૃષ્ણના વસ્ત્રથી ઢંકાએલા, સુતેલા મુચકુંદને કૃષ્ણ સમજી કાળયવન લાત મારે છે અને પરિણામે બળી મરે છે. કૃષ્ણ પહાડપર ચડી જાય છે કે પાછળથી શિશુપાળ રૂક્મૈયો આવી પહાડને સળગાવી મૂકે છે.

**—સીન ટ્રાન્સફર—**

**પ્રવેશ ૭ મો.—સ્થળ—કુંદનપુરમાં તપોવન.**

રૂકિમણી શ્રીકૃષ્ણ સ્તવન કરી રહી છે ત્યાં સાધુ વેશે કૃષ્ણ પ્રવેશ છે. રૂકિમણીની પ્રેમપરીક્ષા. સાધુ વેશધારી કૃષ્ણ રૂકિમણીને પરણવા માગણી કરે છે ને રૂકિમણી તેને નહિ ઓળખી શકવાથી ક્રુદ્ધ બને છે. કૃષ્ણ પ્રસિધ્ધ થાય છે ત્યાં દૂરથી શિશુપાળ રૂકમૈયાને આવતા જોઇ પોતાની પ્રતિમામાં છુપાઇ જાય છે. "કૃષ્ણ પહાડમાં બળી ગયો" એવા સમાચાર આપી રૂકમૈયો રૂકિમણીને હવે શિશુપાળ સાથે પરણવા આગ્રહ કરે છે. રૂકિમણી કૃષ્ણ પ્રેમમાં મક્કમ રહે છે. શિશુપાળ મૂર્તિ ભાંગવાની તજવીજ કરે છે કે રાધા, કર્મયોગ, પ્રારબ્ધ અને સિધ્ધિ વચ્ચે પડે છે. શિશુપાળનો બડબડાટ, મૂર્તિમાં કૃષ્ણ હોવાથી મૂર્તિનો હલબલાટ. શિશુપાળનો ઉત્પાત. કૃષ્ણની જાહેરાત. દુસ્મનોનો ગભરાટ, સ્નેહીઓ સનાથ.

## ટૅબ્લો.

ડ્રૉપ.

## અંક બીજો સમાપ્ત.

---

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો.—સ્થળ—કુંદનપુરમાં રાજમહેલ.**

રૂકિમણી શ્રીકૃષ્ણપર પ્રેમપત્રિકા લખે છે ને તેને પ્રારબ્ધ સાથે દ્વારકા મોકલે છે. પાછળથી રૂકમૈયો ભીમકને કેદ કરીને લાવે છે ને રૂકિમણીને શિશુપાળ જોડે પરણવા દબાણ કરે છે. પિતૃભક્તા રૂકિમણી કળથી રૂકમૈયાનું મન મનાવે છે અને પિતાને છોડાવે છે.

### પ્રવેશ ૨ જો—સ્થળ—જંગલ..

પ્રારબ્ધ અને સ્ત્રીવેશધારી કર્મયોગનો મેળાપ. પ્રારબ્ધનું લટ્ટુ બનવું અને તેને પરણવા તૈયાર થવું. કર્મયોગ મોહીત પ્રારબ્ધને પગે લગાડે છે અને આખરે પ્રસિદ્ધ થઇ પ્રારબ્ધ પર પોતાનું પુરૂષાર્થનું પ્રાબલ્ય સાબિત કરે છે. પોતાની ફુનેહથી પ્રારબ્ધ પણ કર્મયોગને બનાવે છે અને તગદીર કે તદબીર એ બંનેનું પરસ્પર સમાધાન પામે છે. કર્મયોગ સ્ત્રીવેશે રૂકિમણીહરણનું કાર્ય પાર ઉતારવા કુંદનપુર જાય છે અને થાકયો પાકયો પ્રારબ્ધ જરા આરામ લેતો સુઇ જાય છે.

### પ્રવેશ ૩ જો—સ્થળ—દ્વારકામાં શ્રીકૃષ્ણ સદન.

ગોબ્રાહ્મણના સેવક તરીકે પોતાને મનાવતા શ્રીકૃષ્ણ સુતેલા પ્રારબ્ધની ચરણ સેવા કરે છે. પાછળથી નર્તિકીઓ તથા ગાયિકા નૃત્ય-ગાનથી પ્રારબ્ધને જગાડે છે. પ્રારબ્ધ જંગલમાંથી મંગળ થએલું જોઇ આશ્ચર્યમૂઢ બને છે અને પોતાને મરીને સ્વર્ગે અવતરેલો માને છે. તેનો હાસ્યજનક સંમોહ. આખર શ્રીકૃષ્ણને મળે છે અને રૂકિમણીની પ્રેમપત્રિકા અર્પે છે. પ્રારબ્ધને પણ કર્મયોગની માફક સ્ત્રી વેશે કાર્ય પાર પાડવા શ્રીકૃષ્ણ મોકલે છે. બળદેવની લશ્કરી તૈયારી પ્રજાની વફાદારી.

### પ્રવેશ ૪ થો——સ્થળ—કુંદનપુરમાં ઉદ્યાનહર્મ્ય.

પ્રારબ્ધ તથા કર્મયોગ અનુક્રમે રૂકિમણી અને સિદ્ધિ બનીને આવે છે અને રૂકિમણી પુરૂષવેષે શ્રીકૃષ્ણ પાસે ચાલી જવા પ્રવેશે છે. પાછળથી સિદ્ધિ આવે છે, અને સર્વ તેને બનાવે છે, સિદ્ધિની મુઝવણ. આખરે સિદ્ધિ સર્વને પામી જાય છે અને કર્મયોગને ચીડવવા

પુરૂષવેશધારી રૂકિમણી પર મોહ બતાવે છે. "મદન મોહનમાં બાઇ હું મ્હોવાઇ ગઇ" એ ગાન ગમ્મતપૂર્વક રૂકિમણી સાથે ચાલી જાય છે. પાછળથી દાસી બોલાવવા આવે છે જેની સાથે સ્ત્રીવેશધારી પ્રારબ્ધ તથા કર્મયોગ જાય છે.

**પ્રવેશ ૫ મો—સ્થળ**—કુંદનપુરમાં કુળદેવીનું મંદિર.

શિશુપાળ તથા રૂકમૈયો લશ્કર સાથે ખુશી થતા ઉભા છે, અને હવે તો જરૂર રૂકિમણી–સિદ્ધિને પરણવા એકબીજા પોતાને મોઢે મીઠું બને છે. સ્ત્રીવેશમાં પ્રારબ્ધને કર્મયોગ પ્રવેશે છે. માયામા પ્રારબ્ધને રૂકિમણી સમજી આશીર્વાદ આપે છે. બાજી પાર ઉતરે છે અને ભાયડે ભાયડા પરણે છે કે સૈનિક આવીને રૂકિમણી–સિદ્ધિના હરણ સમાચાર આપે છે. પ્રારબ્ધ તથા કર્મયોગ પ્રસિદ્ધ થાય છે. અકળાટ ગભરાટ-

—સીન ટ્રાન્સફર—

**પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ**—દ્વારકામાં લગ્નમંડપ.

લડાઇમાં શ્રીકૃષ્ણના હાથે રૂકમૈયો–શિશુપાળ હારે છે. શિશુપાળને જીવતદાન રૂકમૈયાને શ્રીકૃષ્ણ હણવા જાય છે કે રૂકિમણી પોતાના ભાઇને ઉગારવા અત્યંત આજીજી કરે છે. રૂકિમણીની વિનતિથી શ્રીકૃષ્ણ રૂકમૈયાને જતો કરે છે, સર્વે આવી પહોંચે છે. પૂર્ણ જયકાર વચ્ચે શ્રીકૃષ્ણ તથા રૂકિમણીનું પાણિગ્રહણ ભગવતી રાધા સ્વહસ્તે કરાવે છે. રૂકિમણી પોતાને હાથે કર્મયોગ તથા સિદ્ધિને જોડે છે.

અન્તિમાભિનંદન ને આશીર્વચન,—ઇત્યોમ્ શમ્

**સમાપ્ત**

॥ ॐ तत्सत् ॥

# રૂક્મિણીહરણ નાટકનાં ગાયનો.



સૂત્રધાર-બાળાઓ— (૧)

બ્રહ્માંડ કેરૂં આકર્ષણુ श्रीकृष्ण[1] નામ.
દુનિયાનુ દીપન-चन्द्र[2] આનન્દ ધામ૦—બ્રહ્માંડ.
તું ગોપ-નામક પૃથ્વીનો પાલક
ગોપી-ઇન્દ્રિય વૃત્તિનો आत्म नायक
આ સર્વ ગોલોકે તુજ રાસ रमाराम૦—બ્રહ્માંડ.

બાળાઓ— (૨)

ભારતવર્ષનીરે તમે જો ઉન્નતિ કરવા ચાહો,
પ્રાચીન કાળનીરે જાહોઝલાલી ગ્રહવા ચાહો—ભારત૦
બ્રહ્મચર્યને પાળો કન્યા-વર વિક્રયને ટાળોરે,
રામસીતા કૃષ્ણુ-રૂક્મિણીનાં જોડાં ઘરઘર બનાવો;
એ પૂર્વજ સમ ઉત્તમ કર્મ કરી જન્મભૂમિનો જય
ગાઓ—ભારત૦

---

१ कृष विलेखने विलेखनम्-आकर्षणम् ॥ २ चदि-आह्लादे दीप्तौ च ॥

કૃષ્ણ૦— ( ૩ )

અમે ભારત માતાના ઉદ્ધારક સંતાન
અમે બ્રહ્મચર્ય પાળી બન્યા મહા મસ્તાન—અમે૦
વિશ્વામિત્ર, પરશુરામ, રામ, લક્ષ્મણ, હનુમાન,
તેના સમાન જીવન કરીએ બળવાન.
યમ ને નિયમ ધારી, વિદ્યા તપને સંભાળી,
ધૈર્ય, વીર્ય શૌર્યથકી સૃજવીએ જહાન.
પામીએ પવિત્ર ચરિત્રે, વીરો સમાં સન્માન—અમે૦

કૃષ્ણ૦— *( ૪ )

હે માતૃભૂમિ, તારે ચરણે હું શિર નસાવું,
તન, મન, અને જીવનનું બલિદાન હું ચડાવું—હે૦
તું છો તિલક કપાળે, તું છો ગળામાં માળા;
કીર્તન તું જીભમાં છો, દર્શન હું તારૂં ચાહું—હે૦
જેથી સપૂત ઉપજ્યા ધ્રુવ, રામ–ભર્ત જેવા;
તે તારી ધૂળને હું, મુજ શિર ઉપર ચડાવું—હે૦

( ૫ )

રૂક્મિણી—પ્રભુજી આ શરણાગતને હવે ના વિસારજો,
ચરણામૃતની માછલીને વિરહે ના મારજો—પ્રભુ૦

કૃષ્ણ—[૧]જે ભાવે મુજને ભજે, તેને હું ભજનાર;

---

* કવીન્દ્ર રવીન્દ્રનાં કાવ્યપરથી.

૧ ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥
॥ गीता ४—११ ॥

મારાં સાચાં સ્નેહીનો, હું છું તાબેદાર;

**રૂકિમણી**—નાથ, હાથ સોંપ્યો છો તારજો ડુબાડજો–પ્રભુ.

**રાધા**— ( ૬ )

પધારે કૃષ્ણ ચરણાં, અમી ઝરણાં શાં આંગણે
ઓવારૂં મારાં તન, મન, ધન, એ પ્રભુને કારણે–પધારે.
વાળે વાસીદું કરૂં, [1]પીંડ તણું પાથરણું
અશ્રુભરી આંખ–અંજલીએ અર્ધ્ય દઉં,
પાદુકા–હાથેલી ધરૂં, પ્રાણ–કુસુમડાં સમર્પું;
આરતિ ઉતારૂં આત્મ–દીવડે— પધારે.

**રાધા-સખીઓ**— ( ૭ )

હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, હરે,
**श्री कृष्णः शरणं मम**—એ જાપ અન્તરે—હરે૦
[2]થાયે સુધર્મની હાણ, ને અધર્મ બહુ આવી પડે,
ઉદ્ધારવા સંસારને, એવા મહાત્મા અવતરે;
તેનાં દર્શન કરવા આ નયણાં ટળવળે—હરે૦

**કૃષ્ણ૦**— ( ૮ )

રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ દુનિયા ગાશે,
પણ રૂકિમણી–કૃષ્ણ ન કહેવાશે— રાધા૦

---

૧ પીંડ=શરીર.

२ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत.
॥ गीता ४–७ ॥

[1]મુજમાં મન ને ભજન મુજમાં, મુજમાં યજન-નમન હું વિષે;
મારા પરાયણ તારો આત્મા, તે મારામય થઇ જાશે,
તુજ નામ અમર મુજ સહ થાશે— રાધા૦

રૂક્મિણી-સખીઓ— (૯)

જુઓને બ્હેનો દે શીખ સતી-[2]પ્રકૃતિ,
રહી પતિ-પ્રભુને ચરણેરે;
થતી અધીન પોતે જેમ કંથ કેળવે,
નિત્ય ઓત પ્રોત સ્વામી શરણેરે— જુઓને.
ઉષાદેવીએ કનકનો, રચ્યો નભે બાજોઠ;
પધરાવી પૂજી રવિ, ભેટી પિયુની જ્યોત.
વિમળી કમળી અલિને મળીને મલકાય,
પરાગ છાંટી કરતી, પ્રિય ભ્રમરની [3]અમલકાય.
પ્રાણનાથ જળથી રમી, માછલી હરખાય;
શીખવે કે તેવી કાન્તથી પ્રીતિ રખાય.
હંસ હંસી, સારસ સારસી સોહાયેરે;
તેવાં મન જડવા, પ્રેમીને કહેવાયેરે;
ઉંચા ગિરિવર-પિયરેથી નદી રીઝી ધાયેરે,

---

૧ मन्मना भव मद्भक्तो भव मद्याजी मां नमुस्कुरु.
॥ गीता ९-३४ ॥

૨ કુદરત. ૩ નીર્મળ શરીર.

ખારા નીચાય પ્રિય-પિયુ દરિયે ભેળાયેરે,
દાસી સન્ધ્યા ગુલાબી છાઇ જાજમ, બોલાવી
દંપતીને નમે નમતી શમે,
પ્રિયા ચંદા તારાના દડા ફેંકી પ્યારા ચન્દ્ર—
સાથે રમે, ઘુમે, ભમે—જુઓને

રૂક્મિણી— (૧૦)

મારે તારી સાચી સગાઈ,
રૂકમૈયો મા-જાયો પણ તું સ્નેહ સવાયો ભાઈ-મારે.
તેજ સગાં જે કરે ભલાઇ, બાકી ક્રૂર કસાઇ,
ભક્તિથી ભગવાન મળે, મને તુંથી કૃષ્ણ કમાઇ-મારે.

(૧૧)

રાધા—આતે કેવી કન્હૈયાજી માયા તમારી
માયાથી બનો છો બહુરૂપી નર-નારી— આતે૦
કૃષ્ણ—[1]આત્મા આ નથી સ્ત્રી, પુરૂષ કે નથી કુમાર-કુમારી,
[2]અવ્યક્ત હું તેને તનુધારી, માને તે અવિચારી;
રાધા—સાંવરિયા તમારી [1]ગીતાની બલિહારી— આતે૦

---

१ नैष स्त्री न पुमानेष न चैवायं नपुंसकः । उपनिषद् ॥
२ अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः
॥ गीता ७-२४ ॥

**કર્મયોગ-કેદીઓ—** (૧૨)

ગુર્જર ભુમી માત, અમારી ગુર્જર ભુમી માત;
જનની જગ વિખ્યાત, અમારી ગુર્જર ભુમી માત.
ડગમગ ડોલે *દિગ્ગજશા, શેત્રુંજો આબુ ગિરનાર;
નદી નર્મદા, સિંહ નાદથી, ગર્જે શૂર સૌરાષ્ટ્ર— અમારી૦
દિવ્ય દ્વારકા પરે કરે, સામ્રાજ્ય કૃષ્ણ—સમ્રાટ,
તીર્થરૂપ જેની ગીતાથી, પાવન માનવ જાત— અમારી૦
નોછાવરશું રાજ્યભુમિપર, તન; મન, ધન, ભલીભાત;
બોલો શ્રીભરત ભુમિનો જય જયશ્રી દ્વારકા નાથ—અમારી૦

**સિદ્ધિ—** (૧૩)

અમે પ્રેમગગનનાં પંખીડાં જશું નંદનવન મોઝાર;
નંદનવન મોઝાર તજી તન પિંજર બંધન જાળ—અમે.
સ્થૂળશરીરનો નાશ પથ્થર, જલ,અનલ, [1] અનિલ, [2] કરનાર;
પણ પ્રેમ—પિયૂષ પાન પીધેલો, આત્મા [3] અમર રહેનાર—અમે.

**રૂક્મિણી—** (૧૪)

હું શ્રી કૃષ્ણજીની પાછળે ઘેલી થઇજો,
કૃષ્ણ તણા પ્રેમ મંત્રની ચેલી થઇજો— હું૦

---

* દીશાના હાથીઓ જેવા.
૧ અગ્ની, ૨ પવન. ३ अजो नित्यः शाश्वतोऽयं पुराणः
॥ गीता २-२० ॥

સૌભાગ્ય બિંદી ભાલમાં, મેં કૃષ્ણ પ્રીતિની કરી,
અંગઠી કૃષ્ણકૃપા તણી, કાંડા મહીં મેં તો ધરી.
એ નાથ કેરા નામની નથ નાકમાં પ્હેરી રહી,
હરિવર તણા એ હાથને, હું હૈયાહાર કરી રહી;
કૃષ્ણ–કાય–કલ્પવૃક્ષની વેલી થઈ જો— હું૦

પ્રથમ અંક સમાપ્ત.



# અંક ૨ જો.

કર્મયોગ— (૧૫)

નાટ્યભૂમિકા જગત સાર, પાત્રો જન પ્રાણિમાત્ર;
ધર્મ, ફર્જ, મળ્યા પાઠ, નટવર ઇશ સૂત્રધાર. નાટ્ય૦
જન્મ, મરણ, બેડી હાથ, જો છે કર્મ ઋણ માથ;
ઋણમુક્ત થવા કાજ, થાઓને તમે તૈયાર. નાટ્ય૦
દુનિયાની રંગભૂમિ ઉપર જનપાત્ર વર્ગ પ્રવેશજો;
પડદો પડે નહીં ત્યાં સુધી, નિજ પાઠમાં તત્પર થજો.
તે પાઠ પૂર્ણ તપાસવા, ઈશ–સૂત્રધાર વિલોકતો;
નિજ પાઠમાં જો ભૂલશો તો અંતરિક્ષે દંડતો. નાટ્ય૦

રૂકિમણી— (૧૬)
यतःसुधर्मस्ततो जयः એ સત્ય વચન સમજી રાખો,
વળી અટળફળ ભૂતળમાં, કરશો તેવું ભરશો ચાખો;
નેકીનું ફળ રૂડું મળશે, બદી તણું બુરૂં ભાખો,
તરાય નહિં ભવસાગર કદિ જો, પાપ પત્થર બાંધી રાખો;
કાંટો ખુંચાડ ન કોઇને, જો પુષ્પવત્ ખીલ્યો છે તું,
મા ઝેર દે તું કોઇને, અમૃતરસે ફાલ્યો જો તું;
મા નાખ આગે કોઇને રે, ઘાસનો પુળો છે તું,
ન ડુબાડ જળમાં કોઈને ઓ, માટીનો ઢેલો છે તું.
यतः सुधर्म.

સિદ્ધિ— (૧૭)
પાપનો ઘડો ફોડું આ વાર,
પાપી તો થવાજ જોઇએ ઠાર. પાપનો.
પરનારી કટારી લઈ ફિરે વ્યભિચારી તેં ન કર્યો
કંઇ વિચાર ?

ફૂકુમૈયો—તારો બેટો છું હું આજથી માવડી,
પગે પડું છું ઉગાર, પાપનો.

(૧૮)
રાધા—ધીરાં ભાભી અધીરાં વરઘેલાં ને રસીલાં
દેખાડું મારા વીરા.. ધીરાં.
સિદ્ધિ—ક્યાં એ મુજલોચન તારા, રતિ ભરતીના કિનારા
વસંત વેલીના કયારા ? ધીરાં.

**રાધા**—છુમંતર હું મારૂં છું, મીચો તમારી આંખ;
નાથ સાથ ભેટાડું છું,

**કર્મયોગ**—ખોલી નાંખો આંખ.

**સિદ્ધિ**—મુજને લુચ્ચાં દ્યો જાવા, ન્હોતાં જાણ્યાં આવાં.

**કર્મયોગ**—જાવા નહિ દઉં નખરાળાં. **ધીરાં.**

**રૂક્મિણી**— (૧૯)

હું નમું નાથજી અશરણ શરણા—
મુજ નેત્રપુલે પૂજું તમ ચરણા..........હું નમું.
ત્રિવિધ તાપથી તેપલ તનુ[1] પલ્વલના કલેશ કીચડમાં;
ડગબગથી ડરતી માછલી પર, વરસો ધર્મામૃતડાં....હું નમું.
મોક્ષ મલકતો જીવન પ્રભાતે, છાંટી પુણ્યનાં કિરણાં;
વિરહની ધુમ્મસ મારી નિવારો, ઝરો મિલન-સુખઝરણા.
હું નમું.

**રૂક્મિણી**— (૨૦)

આવો મારા સૌભાગ્ય-સિન્ધુના ચંદ્રમા;
મારી પ્રીતિ ભરતીના પૂર્ણિમા— આવો.
ગંગાજળ રણમાં વહ્યું રે, મંગલ જંગલ માંહ્ય,
મોક્ષ મધુરાં મિલનથી, બ્રહ્માનંદ પીવાય,
પુણ્ય કલ્પદ્રુમના સમા. આવો.

**બીજો અંક સમાપ્ત.**

---

૧ તેનુપલ્વલ-દેહરૂપી ખાબોચીયું.

# અંક ૩ જો.

રૂકિમણી— ( ૨૧ )

પ્રભુ કરૂં પ્રાર્થના પાલવડો હું પસારી
લેજો અબળાને ઉગારી. પ્રભુ.
મુજ નયનભીનાં અશ્રુ અંજનથી લખી અરજી હરિ,
કુમકુમ પલળ્યા ગાલ બિન્દુથી, છાંટી આ કંકોતરી;
ત્રણ દિવસ માંહિ પધારી આંહિ, પ્રિયુ મને જાઓ હરી;
મેં વર તરિકે લીધા તમને ઉરે ઈશ્વર કોતરી.
નહિ આવો હંસ તો રૂકિમણી-મણીને,
જશે શિશુ-કાગ ઉપાડી. પ્રભુ.

રૂકિમણી— ( ૨૨ )

લાજ મારી તમારે હાથે હરિ,
એ પાપી મને નહિ તો જાશે હરી; લાજ.
અન્તર્યામી છો દિલ દર્દ શું સુણાવું ?
સર્વજ્ઞને શો સંદેશો કહાવું ?
સર્વ શક્તિમાનને ભલા અશકય શું ?
જો તમને તમારાંની પરવા જરી. લાજ.

( ૨૩ )

કર્મયોગ—બન્યા તમે પક્કા ઉલ્લુના સરદાર,
પ્રારબ્ધ—તારે ખાતર બધું થાવા તેયાર.—બન્યા.

તારી પાછળ થયોછું લટ્ટુ
**કર્મયોગ**—બનો મારા સવારીના ટટ્ટુ
**પ્રારબ્ધ**—ભલે બેસો મારાં માન ખટ્ટુ
**કર્મયોગ**—તું કર્મનો પ્રારબ્ધ તાબેદાર—બન્યા.

ગાયિકા— ( ૨૪ )

યાર મને મારો ના, નયનોના મારે
કાળજડું કોરે ના ભમરકટારે—યાર.
ઘાયલ થઈ હું મુખ મલકારે
કાતિલ કમરપર હારે
પાગલ, કોકિલશા કંઠ ટહુકારે
આધીન હું આંખને ઈસારે

કૃષ્ણ— ( ૨૫ )

પ્રજા સંતુષ્ટ સુભક્તિમાન, તેના રાજાનું કલ્યાણ;
ખિલાવો રાજ્ય તણું અભિમાન, કે પછી ઠોકરમાં.
આસમાન. **પ્રજા.**

ઉત્તમ ન્યાય-નિયમ-શિક્ષણથી, શસ્ત્રાસ્ત્ર બળવાન—
પ્રજા, દેશને રાજ્ય ચરણમાં, દીયે જાન સંતાન;
થાય કુરબાન, મેળવે માન. **પ્રજા.**

સિદ્ધિ— ( ૨૬ )

મદનમોહનમાં બાઇ હું મ્હોવાઇ ગઇ,
મ્હોવાઇ ફંદામાં ફસાઈ ગઈ. મદન.
ન્હોતું જાણ્યું કે આમ દિલડું અચાનક ડુલી જશે,
તમારી મોહીની—મૂરતમાં બીજાને ભૂલી જશે;
પેલા આશકના કલેજામાં આ ખબર ભુલી થશે,
દશા બિચારાની અરે હાયરે, બાઇ બુરી થશે;
કોઈ દેજો દિલાસો એ પાગલને જઇ. મદન.

સર્વે— ( ૨૭ )

મંગલ વર્ષા પ્રભુ વરસાવો
દાંપત્ય-કલ્પતરૂ ખીલાવો—મંગલ
ઘર ઘર કયારડે પારિજાત-
પુલડાં શાં બાલુડાં વિકસાવો
જીવનપરિમલથી ભારતને
નંદનવનમાં મ્હેકાવો—મંગલ

॥ इत्योम् ॥.



# શ્રી દેશી નાટક સમાજ — જાહેર ખબર.

ઠે. ભાંગવાડી, પ્રી
થીએટરમાં, મું

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યાં ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે. જેઓ સાહેબને જોઇતા હોય તેઓએ રોકડી કીંમતથી મગાવી વેલ્યુપેબલ તથા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિ. નીચે પુસ્તકો બે આનાની કીંમતે મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુક્તા | ૧૯ શ્રી ભદ્રાયુ | ૩૭ લલીતાંગિતા |
| ૨ સંગીત લીલાવતી | ૨૦ સતી દ્રૌપદી | ૩૮ હંસકુમારી |
| ૩ પવિત્ર લીલાવતી | ૨૧ કબીરસાબ | ૩૯ ગુલબંકાવલી |
| ૪ સતી પાર્વતી | ૨૨ શ્રી સન્યાસી | ૪૦ અભયસીંહ |
| ૫ અશ્રુમતી | ૨૩ જાલીમ દુલીઆ | ૪૧ કર્મફળ |
| ૬ રામ વિયોગ | ૨૪ મદન મંજરી | ૪૨ નરસીંહ મેહ |
| ૭ મ્યુનીસીપાલ ઇ. | ૨૫ સતી પદ્મિની | ૪૩ સગાળશા |
| ૮ ભોજકુમાર | ૨૬ અછુતસિંહ | ૪૪ કૃષ્ણ સુદામા |
| ૯ સરદારબા | ૨૭ ભગવદ ગીતા | ૪૫ મહાકવિ કાળીદ. |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ કુલીન નાયકા | ૪૬ રાજરતન |
| ૧૧ વીણાવેલી | ૨૯ સતી દમયંતી | ૪૭ પ્રહ્લાદ વિજય |
| ૧૨ વિજયા વિજય | ૩૦ સતી સુલોચના | ૪૮ કૌરવ પાંડવ ભા. ૧ |
| ૧૩ મદન મંજરી | ૩૧ કેશર કીશોર | ૪૯ જાળંધર સતી વૃંદા |
| ૧૪ ઉદયભાણ | ૩૨ સુભદ્રા હરણ | ૫૦ કૌરવ પાંડવ ભા |
| ૧૫ મોહિની ચંદ્ર | ૩૩ ઉર્વશી | ૫૧ સૌંદર્ય વિજય |
| ૧૬ વિજય કમળા | ૩૪ રાઠોડ કન્યા | ૫૨ દેશી દેવહુતી |
| ૧૭ ગીતા સુંદરી | ૩૫ પવિત્ર લક્ષ્મી | ૫૩ મહારાજા અશો |
| ૧૮ સતી સીતા | ૩૬ કુસુમલતા | ૫૪ રૂકિમણી હરણ |